# सुबोधमाळा याने बहुरंगी

# बेरखो.

રચનાર.
પઠાણ. કાયમખાં કરીમખાં જામનગર

---

છપાવી પ્રસીદ્ધ કરનાર.
ખોજા ભીમજી પેથાભાઇ
રેહેવાશી જામનગર.

---

દોહરો.

આ પુસ્તક નીતિ તણું, વાંચે નિશદીન જેહ;
ગુણ પ્રાપ્તી થાશે ઘણી, લાભજ પામે તેહ.

આવૃતિ પેહેલી.

આર્યોદય પ્રેસ અમદાવાદ.

પ્રત ૧૦૦૦

સને ૧૮૯૦—સંવત ૧૯૪૭

કીમત બે આના.

૪૫૭૫

# બોધમાળા યાને બહુરંગી

# બેરખો.

રચનાર.
પઠાણ. કાયમખાં કરીમખાં જામનગર

છપાવી પ્રસીદ્ધ કરનાર.
ખોજા ભીમજી પથાભાઇ
રેહેવાશી જામનગર.

દોહરો.

આ પુસ્તક નીતિ તણું, વાંચે નિશદીન જેહ;
ગુણ પ્રાપ્તો થાશે ઘણી, લાભજ પામે તેહ.

આવૃતિ પેહેલી.

આર્યોદય પ્રેસ અમદાવાદ.

પ્રત ૧૦૦૦

સને ૧૮૯૦—સંવત ૧૯૪૭

કીમત બે આના.

# પ્રસ્તાવના.

હાલ લોકોમાં નીતિ સંબંધી કેળવણી વધે અને તે બાબતના પુસ્તકો વાંચવાની ચાહના જાહે થતી જાય છે તે કારણથી એવું એક બોધ રતક બનાવવાની મારા મનમાં ઉત્કંઠા થતાં આ માળા યાને બહુ રંગી બેરખા નામનું પુસ્તક બનાવી પ્રજાની સેવામાં મુકું છું. તે બાળક, યુવાન તથા વૃદ્ધ એ સરવેને વાંચવા લાયક છે અને તે વાંચવાથી તેમની નીતિ વિવેક તથા મર્યાદશીલપણામાં ઘણો વધારો થશે. અને તે પ્રમાણે વર્તવાથી તેમની આખી જીંદગી ઘણા આરામથી સુખ શાંતીથી ગુજરશે. વળી આ પુસ્તક એક સારા સલ્લાકાર તથા ગુરૂનો અર્થ સારશે અને તે ખરીદવાથી કોઇને પસ્તાવો થાય એવું કદી બનશે નહીં.

આ પુસ્તક બનાવવામાં કેટલોક આધાર બોધ વચન. દલપત શતશાહી તથા પ્રતાપ મનોરંજક કાવ્યમાંથી કાંધો છે માટે તે ગ્રંથકર્તાઓનો આ પ્રસંગે આભાર માનવામાં આવેછે.

છેવટ સજનોને વિનંતી કરવામાં આવેછે કે હંસ જેમ મીશ્રીત થએલુ દુધ પાણીમાંથી પાણી તજી દુધ પી લેછે તે પ્રમાણે ભુલચુક સુધારી વાંચશે એવો ભરોસો છે.

જામનગર તા. ૨૭ સપટેમ્બર સને ૧૮૯૦

# સુબોધમાળા યાને બહુરંગી બેરખો.

---

હાલ લોકોમાં નીતિ સબંધી પુસ્તકો વાંચવાની ચાહેના વધીછે એમ સર્વ જગે જોવા જાણુવામાં આવે છે તે ઉપરથી એવું એક નીતિનું પુસ્તક બનાવવાનું મારા વિચારમાં આ-વતાં મથાળે લખેલ સુબોધમાળા નામનું એક અતી બો-ધદાયક પુસ્તક બનાવી પ્રજાની સેવામાં મુકુંછઉં. તે સર્વ સજનો વાંચી તેમાં લખેલો બોધ ગ્રહણ કરશે એવો ભ-રોંસો છે.

પ્રથમ તો આ સંસારમાં જન્મ ધારણ કરી માણસે ની-તિને રસ્તે ચાલવું એવું તમામ શાસ્ત્રોનું ફરમાન છે. ને એ-જ રસ્તો પરમ કૃપાળુ પરમેશ્વરને પણ પ્યારો છે. માટે સ-ઉ કોઈ માણસે નીતિને રસ્તે ચાલવું જોઈએ. નીતિમાં પ્રથમ સત્ય જોઇએ. માટે દરેક જણુ સત્યનો સ્વીકાર ક-રો. કાયિક, વાચિત, અને માનસિક એ ત્રણે કર્મના વિ-ચારમાં સત્ય કદી પણ છોડશો નહીં. જુઠું કદી બોલશો નહીં તેમ જુઠી સાહેદી પુરશો નહીં. સદા સર્વ કાળ મન-માં ઈશ્વરની ધાસ્તી રાખો.

મોંમાંથી કદી કઠોર વચન બોલી કોઇનું મન દુખાવશો નહી અને હમેશાં મીઠાં વચન બોલજો. કેમકે આ જગત-માં જે મીઠું વચન છે તે એક વશીકરણુના મંત્ર સરખું છે આ વિષે મહા કવિ તુલસીદાસજીએ કહ્યું છે કે.

## દોહા.

તુલસી મીઠે બચન તે, જસ ઉપજત ચહુઓર,
વશીકરણુકો મંત્ર હે તજ દે બચન કઠોર.

સારી જીભથી સર્વ જગે આદરમાન મળેછે. ને તેવા માણુસને સહુ કોઈ ચાહેછે. માટે જેમ સારૂ બોલાય તેમ બોલવું. મા બાપનું સારી પેઠે માન રાખી પુત્રતાનું ભુષણ શોભાવવું. તનદુરસ્તીના નિયમ બરોબર જાળવવા. નઠારા ગુણ તમારી પાસે નહીં આવવા માટે સારી સોબત તથા સારો ઉદ્યોગ પકડો. ઉપજ કરતાં વધારે ખર્ચ કરવો નહીં. તેમ ખોટા ડોળ કરી નકામો ખર્ચ પણ કરવો નહીં ને જ્યાંહાં જેવુ ઘટે ત્યાં તેવો ખર્ચ કરવો જોઈએ. કેમકે કહ્યુંછે કે.

## દોહરો.

યોગ્ય ખરચ કરવું ભલું, ભલું અધીક નહીં ભાઈ;
લેખણ ભરી લખવું ભલું, નહીં રેડી રૂશનાઈ.
ઉપજ વિચારી આપની, ખરચ કરે તે જોગ;
તો સ્વપ્ને નહી સાંભળે, દરીદ્રતાનો રોગ.

જે માણુસ પોતાની ગુંજાએશ નહીં વિચારતાં સારો માઠો ઘેર પ્રસંગ આવે ત્યારે ફુલણજી બની ગામનું કરજ કરી મોટું ખર્ચ કરે છે તે અંતે પસ્તાય છે.

સારાં પુસ્તકોનો પ્રસાર, અને વધારો કરો. અને વાંચનારની સંખ્યા જેમ જાદે થાય તેમ કરો. કેમકે જુદા

જુદા વિષયનાં ઘણાં પુસ્તકો વાંચવાથી માણુસના જ્ઞાન રૂપી ભંડારમાં વધારો થાય છે. હરકોઈ માણુસ સાથે સારા અને પરોપકારના કામમાં સામીલ થાઓ અને સગા કુટંબ, ભાઈબંધ તથા જેનાથી કાંઇ પ્રસંગ પડે તેનાથી સંપ રાખી વરતો. કેમકે સંપ અને સંતોશ છે તે સુખનું મુળ છે. સંપના એક જુથથી ગમેતેવું કઠણુ કામ પણુ માણુસ સરળતાથી કરી શકે છે. કુસંપથી મોટાં મોટાં રાજ્યો પણુ પાયમાલ થઇ જાય છે. માટે સૌનાથી સંપ રાખી વરતો. નઠારી ચાલના માણુસની સલાહ પ્રમાણે વર્તવું નહીં. શરીરમાં શક્તિ હોય ત્યાંહાં સુધી ઉદ્યોગ કરવો. જે વસ્તુની પોતાને પરીક્ષા હોય નહીં તે વસ્તુના જાણુનાર માણુસને સાથે લીધા શિવાય તેનો સોદો કરવો નહીં. જે બાબતમાં આપણે લાગતું વળગતું હોય નહીં તેમાં હાથ ઘાલવો નહીં.

જ્યારે કોઇ મોટો અધીકાર પ્રાપ્ત થાય ત્યારે નીચે લખી બાબતો ઉપર ધ્યાન રાખી તે પ્રમાણે વર્તવું.

૧ ગરીબ અને શ્રીમંત સર્વેનો ન્યાય સરખી રીતે કરવો.

૨ હુકમ ફરમાવતા પેહેલાં તમામ હકીકત લક્ષ રાખીને વાંચવી અથવા સાંભળવી.

૩ ગુસ્સાના સમયમાં કોઇને શીક્ષા કરવી નહીં.

૪ લોકોનો પ્યાર મેળવવાને હમેશાં ખંત રાખવી.

૫ ભલા અને સદગુણી મનુષ્યોની બુજ કરવી.

૬ ગુન્હેગારોને શિક્ષા કરવી.

૭ ખુશામતીયા, ટુકડાખાઉ, અને ચાડીયા લોકોથી જન મંડળમાં બેદીલી ઉત્પન થાય છે માટે તેઓને ખસતા કરવા.

૮ વિધવા અને માબાપ વગરના છોકરાના હક જાળવી તેઓનું રક્ષણ કરવું.

૯ ગરીબ લોકોને વગર કારણે દરરોજ ફેરા નહીં ખવરાવતાં તેઓનો ફેસલો જલદીથી કરવો.

સારી વિદ્યા નીરંતર શીખવી. વિદ્યાથી માણુસ મહાન પદ્વી પામે છે. તેમ તે થકી સર્વ જગે જસને પાત્ર થાય છે. વિદ્યા રૂપી ધન જેની પાસે હોય તે માણસને બીજું ધન સેહેજ સાજ મળી આવે છે. વિદ્યારૂપી દોલતમાંથી ભાઇ ભાગ માગી શકતો નથી, ચોર ચોરી કરી શકતો નથી, રાજા દંડ લઈ શકતો નથી. અને તેનો જેમ જેમ વધારે વપરાશ કરે તેમ તેમ તે વૃદ્ધિ પામે છે. વિદ્યાથી માણુસમાં વિનય તથા લાયકી આવેછે. અને તે વડે ધન પ્રાપ્તી થતાં અંતે સુખનું સાધન મળેછે. વિદ્યારૂપી સુર્યથી અંતઃકરણમાં અજ્ઞાન રૂપી અંધકાર નાશ થાય છે ને જગતમાં સારી કીર્તિ તે વડે મળે છે. એવી રીતનો વિદ્યાનો મહીમા છે સબબ દરેક માણુસે પોતે ભણવું. તેમજ છોકરા તથા છોકરીઓને પણ સારી વિદ્યા શીખવવી. જે માબાપ પોતાનાં છોકરાંને વિદ્યા શીખવતાં નથી તે તેમના

શત્રુ બરાબર છે. કહ્યું છે કે—

તૂટે દરિદ્ર તેહનું, ભલિ વિધ હોય ભણેલ;
ફીકી છે તો કોઇ દિન, મટે આંખનો મેલ.

કાંઇ પણ ચીજને હલકી ગણવી નહીં કેમકે ઈશ્વરે હ-રેક વસ્તુ ઉપયોગીજ કરી છે એમ જાણવું. આ લોકમાં માબાપ જેવું બીજુ કોઇ પુંજ્ય નથી એવું સમજી તેમની અદબ રાખવી તથા તેમના ઘડપણમાં તેમને બનીઆવે તેટલી મદદ કરવી. ધન કેટલુંએ ભેગું કર્યું હોય તો પણ તે હમેશાં રેહેતું નથી એમ ધ્યાનમાં રાખવું. ધર્મ સારો પાળવો. ને ધર્મ કરવો તે લાયક અને દેશ વર્તમાન જોઇને કરવો. ને તે પણ લોકોના હમેશના સુખમાં વધારો થાય તેવા પ્રકારે કરવો. કરજ કરી ધર્મ કરવો નહીં સઘળાં માણુસ સાથે હસવું, ખુશી થવું અને ઉદાર રેહેવું જોઈએ કેમકે એક મુસલમાની પુસ્તકમાં હજરત મહમદે ફરમાવ્યું છે કે " ઇશ્વર સરળ તથા પ્રફુલીત ચિત્ત વાળા માણસના ઉપર પ્રેમ કરેછે. ને સારાં કામ કરવાં એ ઈશ્વરની પ્રસનતા મેળવવાનું કારણ છે. "

હરકોઇ માણુસ સાથે વિવેકથી વર્તવું. વિવેક છે એ માણસમાં સૌથી મોટો સદગુણ ગણાય છે. કહ્યું છે કે—

દોહરો.

વિવેકથી જન જગતમાં, શુભ જસવંત મનાય;
વણ વિવેકનો આદમી, ગર્ધવ તુલ્ય ગણાય.

હમેશાં કોઇનાથી વાતચીત કરવામાં સાધારણ રીતે પાંચ બાબત દરેક માણસે ધ્યાનમાં રાખવી તે એ કે—

૧ કોનાવીશે વાત કરે છે તે. ૨ કોનીસાથે. ૩ શીબાબતની વાત કરવામાં આવે છે તે ૪ વાત કરવાનો વખત ૫ કયે સ્થળે એ વાત કરવામાં આવે છે. એટલી હકીકત ધ્યાનમાં રાખી માણસે વાત કરવી જોઈએ. ને તે પ્રમાણે જો સંભાળ ન રહે તો વખતે જેના વીશે એ વાત થતી હોય તેના કાને તે જવાથી પ્રથમ વાત કરનારને માઠું પરીણામ સોસવું પડે છે.

પોતાની છાની વાત કોઈને કરવી નહીં. ને જો કેહેશો તો તમે ધારેલી બાજી તમારા હાથમાંથી ગઈ એમ જાણજો. પુરૂષાર્થ કરવામાં કુશળ રેહેવું. વિદ્યા, ધર્મ, ધન તથા પરોપકાર અને સારી કીર્તિ મેળવવી. કેટલોએ સંકટ આવે તોપણ દુરાચારી કરવી નહીં. પવીત્રપણું સાચવવું. ઇશ્વરની ભક્તિ રાત રીવસ મળી સાઠ ઘડીમાંથી દરરોજ ઘડી બે ઘડી પણ અવશ્ય કરવી. સ્વધર્મ ઉપર આસ્તા રાખવી. આડોશી પાડોશી કે સગાં સબંધીને ઘેર વગર કારણે જવું નહીં. કોઇએ આપણા ઉપર ઉપકાર કર્યો હોય તો તેનો યોગ્ય બદલો તેને આપવો.

લેણુ દેણુની રીતિ સાફ રાખવી તેમ દ્રવ્યનો વેહેવાર નીચે લખેલા માણસો સાથે કરવો નહીં.

૧ આપંવાને ન ઇચ્છે તો ન આપી શકે એવા સતા-

ધીશ સાથે.

૨ વ્યભીચારણી સ્ત્રી સાથે.

૩ હલકા લોકો સાથે.

૪ ધન પાછું લેવા માટે બળાત્કાર કરાય નહીં તેમ મીલકત જપ્ત કરાવતાં કે, કેદ કરાવતાં લોકોમાં નીંદા થાય માટે છોકરા અથવા ભાઈ સાથે.

૫ જેનો પુત્ર નાનોછે અને સ્ત્રી પોતે વિધવા હોય તેવી સ્ત્રી સાથે.

આ શીવાય જેનાથી આપણે વધારે ધાટો સંબંધ હોય તેનાથી પણ લેણદેણનું કામ પાડવું નહીં ને જો પાડવું તો તરત પતાવવું. નહીંતો પછી વેર પડી પ્રથમનું જે હેત હોય તે જતું રેહેછે.

શરીરમાં કાંઈ પણ દર્દ થાય ત્યારે ઉંટ વૈદું કરી જાણતો હોય તેવા વૈદની દવા નહીં કરતાં જે ઉત્તમ અને સારો વિદ્વાન વૈદ હોય તેની દવા કરવી અને તે કહે તે પ્રમાણે દવા ખાવા તથા કરી પાળવામાં વર્તવું. જો તેમ નવરતાય તો પછી દરદ વધી જતાં તે મટવું મુશકેલ થઈ પડેછે. આ વીશે ગમાર બાવનીમાં કહ્યુંછે કે.

કરી ન પાળે કોઈ દીન, વળતી વધે વિકાર,<br>
વિમાસણ વળતી કરે, એ પણ એક ગમાર;

ચોપડી વાંચવામાં કાળજી રાખવી. પરદેશ મુસાફરી ક-

થાથી ડાહાપણ આવેછે. માટે બની શકે તો દેશાટન કરવું. ઈતિહાશ વાંચતા રેહેવું. વખત નકામો ગુમાવશો નહીં. મંત્ર, જંત્ર, તંત્ર, કીમીઓ, ભુત, મુહુર્ત, શુકન એ સર્વે વેહેમવાળુ છે એમ સમજી તેવા ખોટા વેહેમ રાખવા નહીં. ધીરજ અને શાંતી રાખવી. અજાણ્યા માણસનો વિશ્વાસ કરવો નહીં. અજાણ્યું ફળ ખાવું નહીં. અજાણે માર્ગે એકલા જાવું નહીં, પાણી ચોખું જોઈ તેને લુગડાથી ગળ્યા શીવાય કદી પીવું નહીં કેમકે તેવીશે સંભાળ નહીં રાખ્યાથી ઘણા જણના રાગ રમી ગયાના દાખલા આપણે જાણ્યા છે. વ્યવહારમાં કુશળ રેહેવું. ને વ્યાજબીપણાથી ચાલવું. દેશી કારીગરોને ઉતેજન આપવું. કોઇનું અપમાન કદી કરવું નહીં. જો કોઇની લાયકીની આપણને ખબર નહોય તો બીજાથી સમજી લેવી. સ્ત્રીઓનો અતી વિશ્વાસ કરવો નહી.

કોઇના કરજે પૈસા લીધા હશે તો તે પાછા તેને આપવાની કાળજી રાખવી. કારણ કે તે ન આપ્યા તો ઈશ્વર કોઇ કાળે પણ આપણા પાસેથી તેને અપાવ્યા શીવાય રહેનાર નથી. જો આપણે ખોટી દાનત કરી ન આપીયે તો તે એક પ્રકારની ચોરી થાય છે. રસ્તામાંથી કાંઇ પણ ચીજકે પૈસો વીગેરે માલ જડે તો તે જેનો હોય તેને પાછો મળે તેવી તજવીજ કરવી. શેહેજસાજ કોઈનો ઉપકાર માથે ચઢાવવો નહીં. કોઇનાં ઘર, બાગ કે ખેતર-

માં કાંઈ માલ જોઈ તે જબરાઇથી લેવો નહીં. ને હમેશાં એવું ધ્યાનમાં રાખવું કે કાંઈ પણ વસ્તુ મેહેનત શીવાય પેદા થતી નથી. માટે જેણે મેહેનત કરી હશે તે તેનો માલીક હોવાથી એ ચીજ તેનેજ મળવી જોઇએ અને તે માલ જો બીજો કોઇ વગર હકે લેઈ જાયતો તે ચોર કેહેવાય. સચાઇ ડુબાવનારને ઇશ્વરના ગુનહેગાર સમજવા. પૈશાથી ચીજો શક્તી પ્રમાણે લેવી આપવી. વિના કારણ ટંટો તકરાર કરવામાં ઘણુંજ ખોટું થાયછે. માટે તે કામમાં પડવું નહીં ઉદાર બુદ્ધિ રાખવી. કંજુસ બુદ્ધિ એ હલકાઇનું લક્ષણછે.

ઘરની ઉપજ ખરચનો નોંધ રાખવો, તેમ ઘરમાં જે સોના રૂપાનાં ઘરેણાં તથા ત્રાંબા પીતળનાં, કાચ કે બીજી કોઈ કીમતી ચીજ હોય તેનો એકવઇને પુઠે નોધ રાખી દર છછ માસે તે મેળવી લેવુ કે જેથી કોઇ ચીજ ગુમ થઇ હોયતો તરતમાં ખબર પડે ને તજવીજ થઈ શકે.

જે વેહેવાર લખાણથી કરવા જેવો હોય તે જીભથી કરવો નહીં. બીજાની મીત્રાઈ થાય તેટલી કરી હું પોતે સર્વ સમજુછું એવો નકામો ગર્વ કદી કરવો નહીં અહંકાર અભીમાનથી માણસની હલકાઈ જણાય છે. માટે હમેશાં પોતે નાનોછું એમ સમજી વર્તવું. સદઉપદેશ હમેશાં સાંભળવો. મુસાફરને મદદ કરવી, રસ્તો ચુકયો હોય તેને રસ્તો દેખાડવો. રોગીને ઓસડ આપવાની તજવીજ કરવી, દુખીઆરા માણસની આશના વાસના કરવી એ સારા

માણસનું કામ છે. છેવટ એટલુંજ કહ્યું છે કે હમેશાં ઇશ્વરથી ડરી નીતિને રસ્તે ચાલશો તો આ સંસારમાં સુખીથશો.

નીતિ નાવમાં નેહથી, વાસ કરે નરનાર,
પામે પરમ પ્રતાપથી, પળમાં ભવજળ પાર.

## નીતિના દ્રષ્ટાંતીક દોહા, કવિત, વિગેરે.

નદિ, નખી, સ્ત્રી ને રાજકુળ, શસ્ત્ર હોય જે પાસ,
સૃંગી જનાવર, એગનો, કરવો નહીં વિશ્વાસ. ૧

નિતી થકી નરનારની, સુખમય સ્થિતી થનાર,
પ્રીતીથી નીતી ધરે, ભીતી ભાગિ જનાર. ૨

પતી પત્નીના પ્રથગથી, મળતા હોય મીજાજ,
સદૈવ સુખતો ભોગવે, નહિતર જન્મ અકાજ. ૩

આળસથી પ્રતીકુળ થઇ, કરો અધિક ઉદ્યોગ,
તેથી તુરત ટળી જશે, દરીદ્રતાનો રોગ. ૪

વગર બુદ્ધીએ જોરથી, થતુ હોત જો કાજ,
વાઘ વરૂને વાંદરાં, કરત જગમાં રાજ. ૫

જેને જે કૃત આવડે, તેનાથી તે થાય,
સુઘરી જે માળો રચે, મનુષ્યથી ન રચાય. ૬

જોરાવરના જુલમનો, કોણ કરે દરીઆફ,
વાઘે માર્યો માનવી, એનો શો ઇનસાફ. ૭

જુલમી જુલમ કરે ઘણો, સુજે ન કાંઇ ઉપાય,

કરીયે કાગારોળતો, ક્વચિત ફાયદો થાય. ૮

હિકમત ધરે હજાર પણ, ગજા પ્રમાણે થાય,
નખ છેદાય નરેણીયે, કંઠ કદી ન કપાય. ૯

જેમાં જેનો જથ્થો વસે, તે સ્થળ તે બળવાન,
બજારમાં બળ શાહનું, રાનીનુ બળ રાન. ૧૦

દુર્જન મુખમાં દૂર વચન. સજન મુખ મીઠાશ,
હોય સુગંધી બાગમાં, ગંધાતો સંડાસ. ૧૧

કહિએ પણ કરીએ નહીં, વગર લખત વ્યહવાર,
પવન મનુષ્યના ગગજનો, ફરી જતાં શું વાર. ૧૨

કરવું તો મુશકેલછે, કેહેવું સઘળું સહેલ,
જીભે શેહેર જમાડીએ, જમાડવું મુશકેલ. ૧૩

વસ્તુ નહી વહોરીયે, જોયા વીના જરૂર,
આપે કન્યા આંધળી, જ્યાં દેશાવર દુર. ૧૪

વૃદ્ધ ન ઘરમાં જેના, તે ઘર ફીટી જાય,
મેર ગયો માળા થકી, પારા પણ વિખાય.

ટુંક મગજના મનુષ્યથી, દિર્ઘ વિચાર ન થાય,
હોય ઠામ પાશેરનું, તેમાં શેર ન સમાય.

નીચ મનુષ્યના હાથમાં, આવે જો અધીકાર,
ગણે ન કોઇને ગણત્રીમાં, ધરી મનમાં અભીમાન અપાર.

કામ કર્યાની બુજ જાણે નહી લગાર,
એવા જનની નોકરી કરવાગાં ધીક્કાર.

સંકટ સઘળા શીર પડે નાણુ પામે નાશ;
સત્ય કદી ચુકે નહીં તે નરને સાબાશ.

દયાળુ તે દુઃખ ટાળીઉ કરી કૃપા અપાર,
અખંડ સહુ સુખ રાખજે સર્વ દેશ મોઝાર.



## પ્રાર્થના.

### ધનાશ્રી

સાહે થશો જુગદીસ કૃપા કરી સાહે થશો જગદીશ;
કષ્ટ એ સઘળાં કાપો દયાળું, દુઃખ હરી સુખીઆ કરો,
અલ્પ મતીથી ગ્રંથ રચ્યો આ, સાહે સહુના કરો. કૃપા.
દાસની વીનતી શ્રવણ કરીને સાનતી કરો ગહીસ. કૃપા.

## સમાપ્ત.



# જાહેર ખબર.

## અતી ઉત્તમ વિધિથી બનાવેલ.

### શુદ્ધ મોતીનો સુરમો.

આ સુરમો સાજી આંખવાળા માણસ જો હમેશાં આંજે તો આંખના તેજમાં વધારો કરી નવાં દરદને પેદા થતાં અટકાવે છે, તેમજ આ દવા આંજવા વાળાને ચશ્માની જરૂર પડતી નથી, વળી ઘડપણમાં અંધાપાની ધાસ્તીથી દુર રાખેછે. આ સુરમો આંજવાથી તમામ જાતનાં આંખનાં દરદો જેવાં કે આંખની ગરમી, આંખનું દુખવું, રતાશ, કઢણુ, ઝાંખ, રતાંધળાપણું, પડળ, અજવાળાથી અંજાઇ જવું, પાંપણોનું ખરવું, વખતા વખત આંજણીનું થવું, પાણીનું ઝરવું, ખીલ, ફુલાં વીગેરે દરદોને ટુંક મુદતમાં આરામ આપે છે. તેમજ ઘણા અભ્યાસથી કે બીજા કાંઈ કારણથી આંખ નબળી થઇ ગઈ હોય તો આ દવા ઘણો સરસ ફાયદો કરી આંખને પાછી મુળ સ્થીતિએ લાવેછે, આ સુરમાની કીમત તોલા ૧ નો રૂપીઓ ૧ એક રાખવામાં આવી છે. આ સુરમો કાળો ધોળો અને રાતો એમ ત્રણ જાતનો બનાવવામાં આ-

ત્યો છે, ને તે ત્રણેનો ગુણ એક સરખો છે, માટે જેવી જાતનો જેને જોઇએ તેવી જાતનો તેણે અમારે ત્હાંહાંથી રોકડી કીમતે અથવા વેલ્યુપેએબલ પારસલથી મંગાવવો. દેશાવરના ઘરાકને ટપાલ ખર્ચ જુદુ પડશે. રૂપીઆ દશ અથવા તે કરતાં જાસ્તી કીમતનો મંગાવનારને સેંકડે દસ ટકા કમીશન આપવામાં આવશે.

મેહેતા હરજીવન મુળશંકર.

ઠેકાણું નાગરવાડામાં.

જામનગર.

---

## આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મળશે.

જામનગરમાં ૧ ગ્રંથ બનાવનાર તથા છપાવનાર પા-
સેથી.

,, ૨ વોરા શલેમાનજી માસુજી અંતરીયાની
દુકાનેથી ઠેકાણું બજારમાં.

૩ વોરા. ગુલામહુસેન અશગાનજીની દુકાને
ઠે. બજારમાં.

,, ૪ શા. ગોરધનદાસ ગોપાલદાસ ઠે. માંડ-
વી પાસે.

,, ૫ શા. વીરચંદ જ્ઞાનચંદ ઠેકાણું માંડવી
પાસેથી.

કરાંચી. ખોજા રાગજી પેથાભાઈ, ઠેકાણું જોડીઆ બ-
જારમાં.

લી. મ. ખોજા. લોમજી વિ. પેથાભાઈ

---